॥ श्री ॥

# देशी राज्यस्थान शोभा वर्णन.

અંક ૧ લો.

રચનાર.

નાથજી નરસિંહરામ પંડયા.

કપડવણજના.

નડીઆદ.

સત્યસાગર પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

મૂલ્ય ૦—૨—૦

30८५

॥ श्री ॥

# देशी राज्यस्थान शोभा वर्णन.

અંક ૧ લો.

---

રચનાર.

નાથજી નરસિંહરામ પંડ્યા.

કપડવણજના.

---

નડીઆદ.

સત્યસાગર પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૪૩. સને ૧૮૮૭.

મૂલ્ય ૦—૨—૦

# સૂચી પત્ર.

આ પુસ્તક પ્રમાણે જેજે રાજય સ્થાનમાં જે જે
શોભા જોવામાં આવશે; તે તે રૂપે દરેક અંક
વાર ઘણું કરીને બહાર પડશે. મતલબ
કે દરેક રાજયમાં જોવા લાયક શું
છે? તથા તેની મહત્વતા વિગેરે
આચર્ણ કેવાં છે? તેનું
આબેહૂબ વૃત્તાંત
દાખલ થશે.

વાંસદા.
તા. ૨૮-૫-૮૭

કર્ત્તા.

# શ્રી

## દેશરાજ્યસ્થાન શોભા વર્ણન.

---

## અંક ૧ લો.

---

## સ્વસ્થાંન શ્રી વાંસદા રાજ્યસ્થાન.

---

### દોહરા.

વિશ્વ બધૂં પળમાં સૃંજે, ને લય કરે તમામ;
તે પ્રભુને પુરિ પ્રીતથી, પરથમ[1] કરૂં પ્રણામ. ૧

૩ ૪ ૯ ૧
વન્હિ વેદ ભક્તિ શશી, વિક્રમ સંવત સાર;
જેષ્ઠ માસ સુદ સપ્તમી, દિનમણિ દિન[2] સુખકાર. ૨

રાજ પ્રતાપ પરાક્રમિ, વંશપુરે સુખદાય;
સુણિ કીરતી પુરમાં ગયો, તે વરણું શોભાય. ૩

હકાર પર શિવ નામમાં[3], મેળવિયે ગોવિંદ;
મંદમંદ હસતું વદન, જાણ્યે ખિલ્યું અરવિંદ. ૪

---

૧ પ્રથમ. ૨ રવિવાર. ૩ દિવાન સાહેબ હરગોવિંદભાઈ.

વિદ્યાવંત વિવેકિને, પારખ પંડિત સાર;
દિવાન હોદ્દે થાપિયા, રાજ્ય પ્રજા સુખકાર. ૫

મળ્યો ત્યહાં જઇને કવી, [1]મિત્ર સહિત ધરિ પ્યાર;
આસન આપી તેમણે, દિધ પ્રેમે સત્કાર. ૬

સમાચાર પૂછ્યા પછી, પ્રસન થયા મનમાંય;
મુકામ આપ્યો નિજસદન, અતિ આદર થકિ ત્યાંય. ૭

જ્યાં શિવ [2]વિષ્ણૂ બે મળ્યા, ત્યાં શી ન્યૂન્ય ગણાય;
સાહિત સર્વ પુરણ કર્યા, ધન્ય કૃપા જગરાય. ૮

સ્નાન કરે અરૂણોદયે, દેવ પુજનપર પ્રિત;
અભ્યાગત પોષે પ્રિતે, દેજ સદાવ્રત નિત્ય. ૯

એક ચિત્ત થઈ સાંભળે, દીન દુઃખની વાણ;
ગુણ વર્ણન કરતાં અધિક, ગ્રંથ વધે નિરવાંણ. ૧૦

છે મામ ભુપનારણા, દૌલતસિંહ દયાળ;
તેહ ઉપર રાખે સદા, પ્યાર ઘણો ભૂપાળ. ૧૧

મહા મતિ ભૂપતિ તેમના, ગતિ ગુણવંત અમાપ;
નામ ખ્યાતિ મય જેહનું, પવિત્ર પ્રૌઢ પ્રતાપ. ૧૨

---

૧ આ વખત મારા પરમ પ્રિય મિત્ર ભાઈ મગનલાલ પુરૂષોત્તમ ફોટોગ્રાફર મારી સાથે હતા. ૨ દિવાનસાહેબ હરગોવિંદ હરનારાયણભાઇ. (હર–શિવ. ગોવિંદ–વિષ્ણૂ.)

# શ્રી મહારાજા સાહેબની હજુરમાં વાંચેલી કવિતા.

### સવૈયા વૃત્ત.

શ્રી મહારાજા રાજધિરાજા, પરહિતકારક પૂરણ કામ,
પ્રજા સર્વના પ્રાણ, ધન્ય લહુ કીર્તિવંત પ્રીતીમય નામ;
તાપ હરણ દીન શરણ, સર્વદા વિવેકિને વાણી ગંભીર,
પર્મ પ્રીતિમય નીતિવંત, ભીતિહારક ભૂપાળક વિર. ૧

સિંહાસન શુરવીર દીસતા, સિંહસમાં ધારૂં રણધીર,
હસિત વદન, દુખહર જન તન મન, સદન સદન સુખ દીધ રૂચીર;
જીગર કરી પંડિત જન સાથે, પ્યાર ધરી કરતા સત્કાર,
મન ગમતા દઇ દામ, સદા સુખ કારક કરિયાં કામ અપાર.૨

હારી મતિ મારી, સુખદા અદભુત નિરખી ભુપનો દેખાવ,
રાજા છે હરિશ્ચંદ્ર કર્ણ કે, છે પ્રતાપ દિલના દરિયાવ;
જાણે રવિ અવનિમાં ઉતરિયો, તેજવંત કાન્તિ દેખાય,
સ્વતઃસિદ્ધ કર્ત્તા, તેજોમય રત્ન જડિત શિરપેચ સુહાય. ૩

સ્થાંન પુનિત વાંસદા વિલોક્યું, ભૂપ અનુપ સુખરૂપ પ્રતાપ,
નવિન નવિન સુભ કૃત્ય કરી, જશવંતી જગમાં લીધી છાપ;
શ્રી, કીર્ત્તિ, આયુષ્ય, બળ પામો, શ્રી દશરથ નંદન સમ રોજ,
વાંકિ પાઘ શિરે ઉપર નાજુક, સૂર સમી નિત માણો મોજ. ૪

સકળ સૂખદાયક રાજ્યર્ષિ, ચંચળ વૃત્તિ ઊર ચતૂર,
દાન, દયા, શિળવંત સદા, વિદ્યામાંહે પ્રિતી ભરપૂર;
રાય થજો જયજયનાં શબ્દો, મંગળ વાચક ચારે દિશ,
જયમ શશિ શુદનો, ત્યમ વૃદ્ધિ લ્યો, એમ નાથજી દે આશિષ. ૫

### મનહર છંદ.

પ્રેમ પ્રસરાવનાર, રાજ્યને દિપાવનાર,
પ્રજા પાળનાર, દિલદાર નરનારનો;
દીનનો પોકાર, સૂણનાર ઉરે ધરિ પ્યાર,
ધારનાર નર જે, હિમત હથિયારનો;
કીર્ત્તિનો કોટાર, છે પ્રવિણ દરબાર માંય,
સર્વેને અપાર, સૂખકાર સુવિચારનો;
સદા ખુશકાર, કરે નાથજી ઉચાર વળિ,
હૈયા કેરો હાર સાર કાવ્ય કરનારનો. ૧

### કવિત. (મનહર)

જીસહી ધરાહુમેજ, રાજન પ્રતાપ ભયો,
ધર્મ નીતિ કે મહાન, રાજ્ય તેજ તાપ હેં;
જ્ઞાનમતિ નાગરસેં, ગંભીર રત્નાગરસેં,
કીર્ત્તિ સુગંધ મલિયાગરકે માપ હેં;
પ્રખ્યોં મેં પ્રજા કે પ્યારે, કીર્ત્તિ કિરીટ ધારે,
અનાથ કે નાથ મહીનાથ ધી અમાપ હેં;
ગૂન કે ભરે કલાપ, પ્રિતકી પ્રમાની છાપ,
રંજન પ્રતાપ, તાપ ભંજન પ્રતાપ હેં. ૧

### પદ.

રાજ ભયો હરિ ચંદરકે, મુખ ચંદરને મોહનિ ડારી;
શ્રી પ્રતાપ નૃપ નામ પુનિતમેં, યાદ કરૂં વારંવારી. ટેક.
ગલે માલ મોતનકી રાજને, નયન કમલ રંજનકારી;
કલગિ શીરપર પાઘ વાંકડી, નામ ઉપર જાઉ બલિહારી. રાજ. ૧
સોલ કલા પુર ખિલ્યો ચંદ્રમા, સબ સિંચન અમૃત વારી;
શુભ મલમલકે બસન બદનપેં, પુણ્યદાન ઇન્તેજારી. રાજ. ૨
ચારૂ તરફ મેં દેખા વંશપુર, સુર પુરસેં શોભા ભારી;
વિદ્યાવાન મતિમાન પ્રજાકે, સુખ કરને વૃત્તિ સારી. રાજ. ૩
તન જુવાન ઔર કમર કેશરી, મનહર રૂપ મઝેદારી;
ગાવ ગુની ભૂપકે નાથજી, જશ આલમ જયજયકારી. રાજ. ૪

---

## પ્રભૂ પ્રત્યે.

---

### દોહરા.

જય જય જગદિશ્વરા, જન્મ રહિત જનપાળ;
જય વરસાવ્યો આ સમે, દુખ હર દીન દયાળ. ૧

---

### હરિગીત છંદ.

દુખ હરણ દીન દયાળ છુંજ કૃપાળ તું દુનિઆં વિશે,

કરૂણાળુ પૂરણ કૃપા થઇ, આ ઠામ તારી આશિષે;
વાધ્યો અધિક આનંદ, જન જયકાર વાણી ભાખજો,
શ્રી પ્રતાપ નૃપ શિર મુગટનું, પ્રભુ તેજ અવિચળ રાખજો. ૧

જ્ઞાતા વિધાતા વિશ્વના, આનંદદા અધિ દેવનું,
કર્ત્તા હૂં ભર્ત્તા જે વળી, જગ સર્વ સંહર્ત્તા વિભૂ;
શાન્તિ સરવ સ્થળ આપિને, આ રાજ્ય સુખમય દાખજો,
શ્રી પ્રતાપ નૃપ શિર મુગટનું, પ્રભુ તેજ અવિચળ રાખજો. ૨

લેજો સકળ સ્થળ વિજય એ, દાતા દયાળૂ દીલના,
હિતકારિ સઘળા દેશમાં, સંપન્ન ગૂણ સુશીલલા;
સરવે મળી ટોળે વિવેકે, પ્રેમ ઝાઝો આપજો,
શ્રી પ્રતાપ નૃપ શિર મુગટનું, પ્રભુ તેજ અવિચળ રાખજો. ૩

સૌ ઠાંમ એના સર્વ શત્રૂનો થજો ક્ષય આ સમે,
સમૃદ્ધિ વૃદ્ધિ સૂખની, સર્વેશ્વરા કરજો તમે;
સિદ્ધિ સરવ વળિ શુભ મતિની, પ્રેરણા ચઢતી થજો,
શ્રી પ્રતાપ નૃપ શિર મુગટનું, પ્રભુ તેજ અવિચળ રાખજો. ૪

કરતાર રાખો કુશળ એ, માયાળુ સર્વ કુટુંબને,
જેથી પ્રજાજન સર્વમાં, આનંદ અતિ વાધે મને;
રે'જો સદા સુખમાં, પ્રજાનાં જન્મનાં કષ્ટો જજો,
શ્રી પ્રતાપ નૃપ શિર મુગટનું, પ્રભુ તેજ અવિચળ રાખજો. ૫
બહુ પ્રેમ રાખીને પ્રજાપર, ન્યાય રૂડા આપજો,
કીર્ત્તિ કિરિટ શિર ઉપર નિશદિન, અચળ તેજસ્વિ થજો;
પ્રભુના પ્રતાપેથી પ્રિતે, નિજ કલ્પતરૂ ફળ ચાખજો,

શ્રી પ્રતાપ નૃપ શિર મુગટનું, પ્રભુ તેજ અવિચળ રાખજો. ૬

## રાજ્યસભા વર્ણન.

### હરિગીત છંદ.

આનંદ અતિ ઉભરાય, અંતર માંય, ગુણ ગાથા કહી,
જોવા ખુબી મન ન્હાય, નૌતમ રાયની કાન્તિ સહી;
ર્‌દયાબ્જ પ્રફુલિત થાય, યશ વરણાય, સહુ દુખ વામિયો,
શોભા લહી સુખ કંદ, મન આનંદ, અતિશય પામિયો. ૧

સજિ સાજ, સજન સમાજ, સાંજે આઠ વાગે ભરી,
સરવે ઉપર મમતા બતાવી, ને દિપાવી તે ખરી;
સિંહાસને બેઠા મહીપતિ, વદન ચંદ્ર વિરામિયો,
શોભા લહી સુખકંદ, મન આનંદ અતિશય પામિયો. ૨

હોદ્દા પ્રમાણેથી અનૂક્રમમાં, સુખાસન આપિયાં,
સુખદા સમિર લ્હેરો થકી, મન સર્વનાં તૃપ્તિ થયાં,
રંગીન જડિયા કાચ ચારે પાસ મનહર બારિયો,
શોભા લહી સુખકંદ, મન આનંદ, અતિશય પામિયો. ૩

પ્રીતી વડેથી બાળ, યૌવન, વૃદ્ધ જન પણ આવિયા,
સૌંદર્ય શોભા નિરખિને, સહુ લીન સુખમાંહે થયા;
ખૂબી ભરેલો ગાલિચો શુભ પૂષ્પ કોમળતા લહ્યો,
શોભા લહી સુખકંદ, મન આનંદ, અતિશય પામિયો. ૪

હાંડી અને ઝૂમ્મર વિશે, શશિ તૂલ્ય દિપ રળિયામણા,
વળિ સામસામે ગોઠવ્યા, જોતાં મનોહર આયના;
તેમાં સભા મંડપ ઘણા, જોઇ બહૂ વિસ્મિત થયો,
શોભા લહી સુખકંદ, મન આનંદ, અતિશય પામિયો. ૫

વળિ વોલસિટ માંહે દિપક, પ્રગટ્યા પરમ પ્રિતે બહૂ,
સોનેરિ તક્તા તે ઉપર, ચળકે સુખાકારી સહૂ;
બે નાયિકાઓ ગાન કરવા, આવિ બેઠી સામિયો,
શોભા લહી સુખકંદ, મન આનંદ, અતિશય પામિયો. ૬

ગાતી મધુર ગાયન, ઝિણે સ્વરથી મિલાવીને ખરે,
કે શું સભા સહ ઉતર્યો, નૃપ ઈંદ્રિ આ અવની પરે!
થૈકાર થાયે, વાદ્યનો મૃદુ ઘોષ નવ જાયે કહ્યો,
શોભા લહીં સુખકંદ, મન આનંદ, અતિશય પામિયો. ૭

વાજિંત્ર જન ગાંધર્વ લેખું, હર્ષ ઉર ઉભરાવિયો,
શું મેનકા રંભા ઉભય ઇંદરસભા મહિ આવિયો!
નવરંગ ધરિ શણગાર અંગ, ઉમંગ બહુ વાધી રહ્યો,
શોભા લહી સુખકંદ, મન આનંદ, અતિશય પામિયો. ૮

શોભે તખતપર ભૂપતિ, રૂપે દિસે રતિના પતિ,
મનહર વદન મલકાવતા, મન ભાવના, સહુને અતિ;
નિરખી ખુબી કહે નાથજી, ગુણ ગાન રસ ઉરમાં વહ્યો,
શોભા લહી સુખકંદ, મન આનંદ, અતિશય પામિયો. ૯



# દવાખાંના આગળના બગીચાનો સાંજનો દેખાવ.

## મનહર છંદ.

સાંજને સમયે થયો, સવિતા સૂવર્ણ રંગ,
મંદ મંદ સમિરથી, મોદ ઉપજાવિયો;
વ્હાલથી મધુર સ્વરે, બોલતાં વિહંગ વૃંદ,
સૂણતાં સરવ મન, શોકને સમાવિયો;
નૌતમ લિલા લલિત, થયું ત્યાં પ્રફુલ્લ ચિત્ત,
સુગંધીની લ્હેરે ઘણો, પ્રેમ પ્રગટાવિયો;
સ્નેહ ભરી વાત થાય, સર્વ મિત્ર મંડળમાં,
ધન્ય શોભા જોવા શુભ આજ અહીં આવિયો. ૧

## કુંડળિયા છંદ.

વળિ જોતાં સન્મુખ ભલી, છે ડુંગરની હાર,
નીલ વનસ્પતિના નવિન, અંગ સજ્યા શણગાર;
અંગ સજ્યા શણગાર, પ્યાર પૂરણ ઉપજાવે,
શોભા નવિન પ્રકાર, પાર વિણ નજરે આવે;
વધે ઉમંગ અપાર, નાથજી ત્યાં ચિત પ્રોતાં,
છે ડુંગરની હાર, મનોહર સન્મુખ જોતાં. ૨

## ચંદની રાતનો દેખાવ.

મનહર છંદ.

નિશા સમે ખિલ્યાં, ચંદ્ર, ચાંદની શોભાયમાન,
થયું ગુલતાન મન, સુંદરતા ભાવી છે;
રાત અજવાળિ ભલી! ઈશ્વરી ખુબી જણાય,
જાણ્યે બધે શ્વેત ચારૂ ચાદર બિછાવી છે;
હાલતાં રૂપેરી તરૂપત્ર ચળકાટ આપે,
આનંદની લ્હેર ઉરમાં અધિક આવી છે;
નિહાળી નવિન આજ, પ્રતાપનું નેકિ રાજ્ય,
નાથજી અધિક ચિત્ત, વૃત્તિને લોભાવી છે. ૧

---

## પુર શોભા વર્ણન.

મનહર છંદ.

ઠામ ઠામ જોતાં અતિ આનંદ ઉરે ભરાય,
ઝુલે ગજરાજ મદ ભરેલા દેખાવમાં;
સાંજને સવાર શુભ રાજ્ય દરબાર માંય,
વાગતાં વાજિત્ર મૃદુ ઘોષના ઉઠાવમાં;

ગણુપતિ આદિ દેવ, દર્શન કરી અભેવ,
આનંદ વાધ્યો અધિક, આજ પ્રેમ ભાવમાં;
કચેરી મંડળની વિશેષ જોઈ બલિહારી,
વિચારવા લાગ્યો કવિ કવિતાના હાવમાં. ૧

## સરકારી બગીચાની શોભા.

### વસંતતિલકા વૃત્તં

પ્રાતઃસમે નિરખવા નૃપનો બગીચો,
ધાર્યું ઉરે ખચિત પૂર્ણ પ્રમોદથીતો;
પંથે જતાં સુઘડ સૌ ફળિયાં નિહાળ્યાં,
ભાવે અમે પછિથિ ભવ્ય મકાન ભાળ્યાં. ૧

શોભાયમાનજ નિશાળ કુમારિકાની,
ખૂબી નિહાળિ પછિ પોલિસ ગેટમાંની;
શાળા વિલોકિ સરકારિ મહા મઝેની,
શોભા અલૌકિક દિઠી અગણિત તેની. ૨

મામા મહીપતિ તણા, ગુણ પૂર્ણ મીઠા,
તે દિવ્ય દીલમય દૌલતસિંહ દીઠા;
પ્રેમે સલામ કરિને દ્વય[1] ચાલિયા જ્યાં,
આવ્યા પ્રિતે થકિ મનોહર બાગછે ત્યાં. ૩

૧ હું અને મારો મિત્ર.

ત્યાં પાયગા દિઠિ તુરંગમ અશ્વનિની,
દેખી પ્રિતે દુરથિ લ્હેર પછી નદીની;
આવ્યા જયહાં સુખદ વૃક્ષ લતા ખિલેલાં,
છે કૈંક ફૂલ ફળ યૂકત દિસે નમેલાં. ૪

ત્યાં આમ્ર વૃક્ષજ તણાં શુભ જૂથ ઝાઝાં,
રંભા તરૂ અતિ સકોમળ દિવ્ય તાજાં;
લીંબૂડિ, જામફળિ, દાડમ, દ્રાક્ષ, મેવા,
નારંગિને શુભ સિતાફળિયો દિસે ત્યાં. ૫

## શાર્દૂલવિક્રીડિત વૃત.

શોભે વૃક્ષજ વેલડી, ધડિધડી જોતાં વધ્યો મોદ ત્યાં,
લીલા રંગનિ ઘાસ શિતળ થકી, ભૂમી છવાઈ જયહાં;
બોલે કોકિલ ગર્વથી શુભસ્વરે, શોભા બધી જોઈને,
ખિલ્યાં પૂષ્પ વિશેષ વાસમય જે, ઓપે લતા[૨] ઉપરે. ૬

### વસંતતિલકાવૃત્ત.

તાજાં રૂડાં ફુલ થકી શુભ વાડિ છાંઈ,
જો વેલિ વ્હાલ કરિ વૃક્ષ થડે વિંટાઈ;
જાસૂઝ ફૂલ ગુલદાવરિનેજ ગોટા,
ગૂલ્બાસ વાસ મયને, બટ મોગરો ત્યાં. ૭

૨ વેલીઓ.

## ઉપજાતિ વૃતમ્.

જાઈ, જુઈ, કર્ણુ અને ગુલાબ,
ચંપો, ચમેલી ફુલડાં અથાગ;
સુગંધિથી કેતકિ મોદ લાવે,
સમિરની સિતળ લ્હેર આવે. ૮

અહા! ખુબી શી કહુ બાગ કેરી,
શોભા નિહાળી સઘળે ઘણેરી;
પક્ષી કરે ગર્વથિ શબ્દ ધીમા,
જોતાં નહીં સૂખનિ કાંઇ સીમા. ૯

કુદે વળી એક બિજાથિ ડાળે,
મધૂર રાગે મનડું રિઝાવે;
બોલે મૃદૂ શૂક શુડા સુહાગી,
શોભા બધી સ્વર્ગ સમાન લાગી. ૧૦



## દોહરા.

શોભા નવિન પ્રકારની, જોતાં વધ્યો ઉમંગ;
ઠામ ઠામ બેઠક રચી, ગાતાં સુણ્યાં વિહંગ. ૧૧
લેવા પવનનિ લ્હેર શુભ, બાંધ્યું ભવ્ય મકાન;
જોવાની રૂચિ થઇજ પણ, બંધ હતુંજ નિદાન. ૧૨
ધન્ય ખુબી શોભા તણી, ધન્ય રાજ્ય નિતિ આપ;
ધન્ય પ્રજાજન સર્વને, ધન્ય ધન્ય પરતાપ. ૧૩

# આશિષ.

---

**ઝૂલણા છંદ.**

ધૈર્ય ધારી ધરા નાથ શુભ આપનો,
કીર્તિ તે જે પ્રભા પૂર્ણ પામો;
રહો સદા નીતિમય રાજ્યના રંગમાં
અંગ આનંદના ઓઘ જામો;
પ્રાણિ સરવે તણા છો પિતા પુરપતિ,
પાળનારા પ્રજા પ્રાણ પ્યારા;
દેવના દેવ અહંમેવ સુખ આપજો,
એજવંદું ખમાનાથ! મારા. ૧
સર્વદા શાન્તિદાતા સુખો પામજો,
વામજો શત્રુ સરવે તમારા;
પાસ દીવાન રે'જો સદા 'વ્યાસજી'
જેથિ લેશે પ્રજા ન્યાય સારા;
સૂત, સંપત્તિ, વૈભોગ, સુખ પામજો,
ને થજો જય સદા દુઃખ હારા;
એજ આશિષ આપે પ્રિતે નાથજી,
ધ્યાનમાં લ્યો, ખમાનાથ! મારા. ૨

---

**इति संपूर्ण.**

**॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**